# ધર્માચાર્યનો વિખવાદ

## મ૦ ગાંધીપર આક્ષેપ

હિંદુસ્થાન પત્રમાં પ્રસિદ્ધ થયેલા અગ્રલેખોનો સંગ્રહ

રમણીક અ. મ્હેતા

ખ્રિસ્તાબ્દ ૧૯૨૧ વિક્રમાબ્દ ૧૯૭૭

મૂલ્ય રૂ. ૦-૧-૬

# અગ્રોક્તિ.

શ્રી શારદાપીઠના શંકરાચાર્યોમાંના એક શ્રી રાજ રાજેશ્વરાચાર્યે, નાગપુર કોંગ્રેસના માનનીય પ્રમુખને એક પત્ર લખ્યો હતો, જે 'ટાઇમ્સ' અને બીજા સામયિક પત્રોમાં પ્રસિદ્ધ થયો હતો. એ પત્રના પ્રત્યુત્તર રૂપે 'હિંદુસ્તાન' માં લખેલા અગ્ર લેખોનો આ સંગ્રહ છે. વર્તમાન પત્રમાં લખાયલા લેખની ભાષા સરણી, પુસ્તકની ભાષા સરણી કરતાં ભિન્ન હોય છે, એ કહેવાની જરૂર નથી. સ્વામી શ્રી ના પત્રની નકલ સાથેજ આપવામાં આવી છે કે વાંચનાર તેમના વિચારોની તુલના પોતે પણ કરી શકે. એ પત્રમાં, ખોટા આક્ષેપ, વદતો વ્યાઘાત, અંત્યજોની ખોટી સંખ્યા, અને અર્વાચીન વાતાવરણ વિષે અજ્ઞાન તરી આવે છે.

સ્પર્શાસ્પર્શના સંબંધમાં, કે જ્ઞાતિના વિષયમાં આપણો પ્રાચીન ઇતિહાસ અને ધર્મ પુસ્તકો નિરીક્ષણ કરતાં, તેને અનુમોદન આપે તેવું, કંઇ જણાતું નથી. અત્યારની જન્મસિદ્ધ અનેક ન્યાતો પૂર્વે નહતી, એ સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ શકે છે. પ્રમાણોથી આ દર્શાવવા યત્ન કર્યો છે. આ લઘુકૃતિમાંના વિચાર હિંદુસમાજમાં પ્રેમ અને સહાનુભૂતિ પ્રેરે, સર્વ જાતિઓને ઉન્નતિ સાધવાનો માર્ગ નિષ્કંટક થાય, એ શુભ દિશામાં વિચરવા અભિલાષા જાગ્રત કરે, તો લેખક પોતાના પ્રયત્નને સાર્થ લેખશે.

મુંબઇ.
માઘ શુદ ૧.
૧૯૭૭.

રમણીક આ. મ્હેતા.

•)-

# શ્રીમન્ શંકરાચાર્યનો પત્ર.

## મ૦ ગાંધી ઉપર આરોપ.

ગુજરાતમાં શ્રી શારદાપીઠની ગાદીએ હાલમાં બે શંકરાચાર્યો છે. તેમાં એક શંકરાચાર્ય અસલની દ્વારકાંની ગાદીએ છે. તેમણે નાગપુરમાં મળેલી કોંગ્રેસમાં હાજર રહી અસહકારને અનુમોદન આપતાં બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરો વચ્ચે એખલાસ થવાની ઉમેદ બતાવી છે તથા વિદ્યાર્થીઓને શાળા, પાઠશાળાઓમાંથી ઉઠાડવાની હિમાયત કરી છે.* ત્યારે બીજા શંકરાચાર્યે ખેડા જીલ્લાના ચકલાશી મુકામેથી પોતાના ઓન૦ સેક્રેટરી માર્ફતે નાગપુર મુકામે કોંગ્રેસના પ્રમુખ ઉપર નીચેનો સંદેશો મોકલી સમાજ સુધારા તરફ પોતાનો વિરોધ બતાવ્યો છે.

---

* હમણાં જણાવવામાં આવે છે કે કોંગ્રેસમાં જનાર શ્રી શારદાપીઠના શ્રી ત્રિવીક્રમતીર્થ ન હતા, તેમજ શ્રી રાજ રાજેશ્વર પણ ન હતા, પરંતુ સ્વામી શ્રી ભારતી કૃષ્ણતીર્થ અને કરવીર મઠના શંકરાચાર્ય ડો૦ કુર્તકોટી હતા.

## અસહકાર તરફે સહાનુભૂતિ.

શ્રીમદ્ શંકરાચાર્યજીએ મને કોંગ્રેસના નેતાઓ તથા કાર્યવાહકોને આશિર્વાદ મોકલવાનું ફરમાવ્યું છે. તેઓ શ્રી ઇચ્છિત ઉદ્દેશની પ્રાપ્તિ માટે શરૂ થયેલાં ચળવળ અને કોંગ્રેસના કાર્યક્રમને સંપૂર્ણ ફતેહ ઇચ્છે છે. સ્વદેશ હિત માટે શરૂ થયેલી અસહકારની ઉમદા ચળવળ સાથે તેઓશ્રી સંપૂર્ણ સહાનુભૂતિ ધરાવે છે અને તેની સિદ્ધિ માટે કોન્ગ્રેસ તથા સ્વદેશને સહાય થવા પ્રભુને પ્રાર્થે છે.

## અંત્યજ સ્પર્શનો વિરોધ.

કોંગ્રેસના કેટલાક આગેવાનો એકદમ સુધારક હોઇને એવું ધારે છે કે હિંદુઓમાં વર્ણાંતર લગ્નની રૂઢી શરૂ કરવાથીજ સ્વદેશને છૂટાપણું મળશે, ત્યારે બીજાઓ એવો મત ધરાવે છે કે અસ્પૃશ્યોનો સ્પર્શ કરવાથી તથા તેમની સાથે ભળવાથીજ માત્ર હિંદ બ્રિટીશ ગુલામીની જૂંસરીમાંથી રાજદ્વારી રીતે મુકિત મેળવી શકશે. એ બન્ને મત હિંદુપણાને તથા હિંદુ ધર્મને નુકશાનકારક છે, ત્રીજા વર્ષ ઉપર જ્યારે કોંગ્રેસની બેઠક કલકત્તા મુકામે મળી હતી, ત્યારે અસ્પૃશ્યો સાથે સેળભેળ થવાની તરફેણમાં ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો. તે પછીની કોંગ્રેસના પ્રમુખ પં૦

મદનમોહન માલવીયજી ઉપર શ્રીમદ્ શંકરાચાર્યે તારનો સંદેશો મોકલી કોંગ્રેસના આગેવાનોને ધાર્મિક બાબતમાં લગારે માથું નહી મારવાનું જણાવ્યું હતું. કોંગ્રેસ કેવળ રાજદ્વારી મંડળ છે, અને તેનો ઉદ્દેશ ફક્ત સ્વદેશને રાજદ્વારીપણું અપાવવાનો છે, તેથી તેઓશ્રી એવું ઇચ્છે છે કે, કોંગ્રેસે ધાર્મિક તથા સામાજીક-ધાર્મિક નાજુક સિદ્ધાંતોનો વિચાર કરવો ઘટતો નથી.

## ગાંધીજી ઉપર આક્ષેપ.

દાદાભાઇ નવરોજી, સર ફિરોજશાહ મહેતા, ગોખલે, લોકમાન્યતીલક જેવા, હિંદ અને કોંગ્રેસના સ્વર્ગવાસી નેતાઓ સ્વદેશને માટે ભારે જહેમત ઉઠાવીને આ મર્ત્યભૂમિ ત્યજી ગયા છે અને હવે મી૦ ગાંધી હિંદના જીવન અને આત્માજ નહી, પણ હિંદના રાજદ્વારી ખોળીઆના મુખ્ય સંચાલક બનેલા છે. તેમના માનની ખાતર એટલું કહેવું જોઇએ કે તેઓ સ્વદેશની ખાતર સાચા હૃદયથી કામ કરનારા છે, પરંતુ એટલું મનમાં રાખવું ઘટે છે કે, હિંદનું હિત અને ઉન્નતિ કેવળ ધર્મના સંગીન પાયા ઉપરજ આધાર રાખે છે. વળી એ પણ કહેવું ઘટે છે કે, સ્વરાજ માટેની મી૦ ગાંધીની કલ્પના તે આ દેશમાં કોંગ્રેસ તથા શિક્ષિતવર્ગ જે દૃષ્ટિએ

કામ કરી રહેલ છે, તે કરતાં સદંતર જુદી છે. વળી એ પણ લક્ષમાં રાખવું જોઇએ છે કે **મી૦** ગાંધી કરતાં કોન્ગ્રેસ વધારે મહાન છે અને દેશ કોન્ગ્રેસ કરતાં પણ વધારે મહાન છે. મી૦ ગાંધીના વિચારો ઘણાજ વિચિત્ર રીતે એકપક્ષીય અને અવિચારી છે, એટલે તેને કેટલું માન આપવું તથા હિંદનું ભવિષ્ય ઘડવાના કામમાં તેમની સરદારી કેટલે સુધી સ્વીકારવી તે નક્કી કરવાનું કામ દેશનું છે.

## મી૦ ગાંધીએ ધર્મ ઉપરની શ્રદ્ધા ગુમાવી છે.

જોકે શ્રીમદ્ શંકરાચાર્યને **મી૦** ગાંધીના રાજદ્વારી વિચારો સાથે કંઇ લેવા દેવા નથી, પરંતુ મી૦ ગાંધી પોતાની ચળવળ માટે રાજદ્વારી ક્ષેત્ર છોડીને ધાર્મિક બાબતોમાં માથું મારે છે અને અસ્પૃશ્યત્વના ઘણાજ નાજુક સવાલને ચર્ચી એમ માને છે કે હિંદુ ધર્મશાસ્ત્રોમાંનો અસ્પૃશ્યત્વનો વિચાર પાપમય છે. **મી૦** ગાંધીએ ખરેખરા શ્રદ્ધાળુ હિંદુઓની નાડ પારખ્યા વિના, જે વિદ્વાન ઋષિઓએ હિંદુ શાસ્ત્રો રચ્યાં છે તેમને પોતાના 'નવજીવન'ના અંકમાં સેતાન તરીકે વર્ણવી પોતાનો અભિપ્રાય બેધડક જાહેર કર્યો છે. એ નોંધવું ઘટે છે કે મી૦ ગાંધીએ હિંદુ શાસ્ત્રોની આજ્ઞામાંથી પોતાનો વિશ્વાસ ગુમાવેલો હોવાથી તેમણે અત્યાર સુધીમાં કોઇ પણ કામ કે ચળવળમાં કદિપણ વિજય પ્રાપ્ત કર્યોજ નથી.

## ગાંધીજી ઉપર વિશેષ આરોપ.

હિંદના સુમારે ૨૨ કરોડ હિંદુઓમાં અસ્પૃશ્યોની સંખ્યાને લગભગ ૭ કરોડ જેટલી ગણાવવામાં મી૦ ગાંધીએ અતિશયોક્ત કરી છે એ ઘણુંજ દીલગીરીભર્યું છે* એમ કરીને તે હિંદુઓમાં ધિઃક્કાર અને ખરાબ લાગણી ઉત્પન્ન કરવા માંગે છે. સામાન્ય રીતે આ યુક્તિ ખ્રીસ્તી મિશનરીઓ અસ્પૃશ્યોને ખ્રીસ્તી ધર્મમાં લેવા સારૂ અમલમાં મુકે છે તેવી છે, મનુસ્મૃતિમાં અસ્પૃશ્યોની બીજી કેટલીક પેટા ન્યાતો અને પેટા વિભાગોનું વર્ણન કરેલું છે, તેમાંથી માત્ર ઢેડ, ભંગી અને ચમાર સિવાય બીજાઓને આજકાલ અડકવામાં આવે છે.

## અંત્યજો પાંચ લાખજ છે?

મી૦ ગાંધી લગભગ ૨૨ કરોડ હિંદુઓની ધાર્મિક લાગણીનો વિચાર નહીં કરતાં માત્ર પાંચ લાખ કે એટલાજ અંત્યજો તરફ પોતાની સહાનુભૂતિ બતાવી, એવું ધારે છે કે જ્યાં સુધી અંત્યજો સાથે બીજા હિંદુઓ ભળશે નહીં ત્યાં સુધી હિંદ રાજદ્વારી રીતે કદી પણ સ્વતંત્ર નહીં થાય તે વિચિત્ર અને નવાઇ જેવું છે.

## દેશી બીડી પીવાની સલાહ.

શ્રીમદ્ શંકરાચાર્ય વળી એવો પાકો વિચાર ધરાવે છે કે, હિંદ અંગ્રેજોની એડી નીચે છુંદાઇ રહ્યો નથી, પરંતુ વર્તમાન સંસ્કૃતિથી છુંદાઇ રહ્યો છે. તેઓશ્રી એવું ઇચ્છે છે કે હિંદના કહેવાતા સુધારકો અને શિક્ષિતોએ પશ્ચિમની

* અંત્યજોની એકંદર સંખ્યા, વસ્તીપત્રક પ્રમાણે ૫,૩૨,૦૬,૬૩૨ છે.

સંસ્કૃતિનું અનુકરણ કરવાનું છોડી દઈ શુદ્ધ અને સાદા હિંદીઓની માફક રહેવું જોઇએ છે. હિંદીઓએ સ્વદેશી વસ્તુઓ ઉપર પ્રેમ રાખવો જોઇએ છે. તેમણે વળી પરદેશી બીડીઓને બદલે દેશી બીડીઓ વાપરવી જોઇએ છે; તેમણે પાટલુન, મોજા, ટાઇ, કોલર, પ્રેસ, બુટ, શુઝ, દારૂ, બિસ્કીટ, દવા વગેરેનો વિચાર પણ કરવો જોઇતો નથી.

## ન્યાતોની હિમાયત.

સ્વદેશીના ઉત્તેજનથી જરૂર હિંદનો ઔદ્યોગિક અને આર્થિક અભ્યુદય થશે. હિંદે ન્યાતોની રૂઢીથી પોતાની પરંપરા સાચવી રાખી છે અને આજે હિંદ દુનિયામાં ઘણાજ પ્રાચીન શિષ્ઠ દેશ તરીકે ઉભો રહયો છે. હિંદી આગેવાનોએ હિંદી ધર્મના સિદ્ધાંતોને યોગ્ય માન આપતા રહી ન્યાતોના પૂરાણા કિલ્લાને ચાલુ રાખવા માટે હંમેશ પ્રયત્ન કરવો જોઇએ છે. હિંદીઓમાં, હિંદુઓએ પહેલા હિંદુઓ પછી હિંદી રહેવું ઘટે છે, અને મુસલમાનોએ પહેલા મુસલમાન રહી પછી હિંદી રહેવું જોઇએ છે.

## દારૂ નિષેધ.

હિંદી આગેવાનોએ જાહેર હિત માટે માદક પદાર્થોના પીણા ઉપર અંકુશ મૂકવા ઉત્સાહપૂર્વક ઉપદેશ આપવો જોઇએ છે, તેથી હિંદ ઘણીજ કંગાલિયતમાંથી બચી જશે, હિંદનું હિત દરેકના ધર્મનું સંપૂર્ણ રીતે રક્ષણ કરવા ઉપરજ આધાર રાખે છે. હિંદી આગેવાનોએ તે ઉપરાંત ગાયોનું રક્ષણ કરી તેમનો જથ્થો વધારવો જોઇએ છે. તથા દુધાળાં અને બીજાં પ્રાણીઓની કતલ અટકાવવી ઘટે છે.

# ધર્માચાર્યનો વિખવાદ.

## (૧)

જેઓ હિંદુ ધર્મના આચાર્ય હોવાનો દાવો કરે છે, તેમણે પોતાના આચારવિચાર સંબંધી સામાન્ય બ્રાહ્મણો કે ઉપદેશકો કરતાં વધારે સાવધાન રહેવાની જરૂર છે. જેઓ ધર્માસન પર વિરાજે છે, તેમણે પોતાની પદ્દી કે પોતાના ધર્માસન પ્રતિ લોકોનું અવશિષ્ટ રહેલું માન જાળવવું હોય, તો તેમણે પોતાની પીઠના પૂર્વ આચાર્યોની પ્રચલિત રૂઢીને તિલાંજલી આપી, અન્ય પ્રકારે વર્તવું ઇષ્ટ નથી. ધર્માધિકારી કે ધર્માચાર્યનું વાસ્તવિક કર્તવ્યક્ષેત્ર ધર્મ છે અને તેની સીમાનું ઉલ્લંઘન કરી, રાજ્યનીતિના કંટકમય ક્ષેત્રમાં વિહરવું ઉચિત નથી; કારણકે, હિંદનો નવભાવનાથી પોષાતો અને પુષ્ટ થતો વર્ગ ધર્માચાર્યના એવા આચરણને મૌન્યવૃત્તિથી સાંખી શકે તેમ સંભવિત નથી; પરંતુ, જેઓને ભરમધ્યાહ્નને સૂર્યના તેજસ્વી કિરણોમાં પણ અંધારૂ જણાય છે અને મશાલની અગત્ય પડે છે, તેવા કોઇ ધર્માચાર્ય રાજકીય ક્ષેત્રમાં ઉપદેશ આપવા નીકળે તો તેઓનો ઉપદેશ કેવો હોવો જોઇએ, તે કહેવાની વિશેષ અગત્ય નથી. છતાં, એક ધર્માચાર્ય ધર્મના પ્રદેશને ત્યાગી કોંગ્રેસના રાજદ્દારી નેતાઓને શિખામણ

આપવા બ્હાર પડયા છે. કોંગ્રેસ એવું સ્થાન છે કે જ્યાં હિંદની પ્રજાની દરેક જાતિની વ્યક્તિ હાજરી આપે છે. જ્યાં પારસીબંધુઓ, અંગ્રેજ સુહૃદો, મુસલમીન બિરાદરો અને જેને ધર્માચાર્યો અસ્પૃશ્ય ગણે છે, તેવી કોમના માણસો અને તેમની સાથે સંસર્ગ રાખનાર એકત્ર મળે છે. જ્યારે તેવા સ્થાનમાં જવાનું કોઇ ધર્માચાર્ય યોગ્ય વિચારે છે, ત્યારે બીજા ધર્માચાર્યને કોંગ્રેસના જાણીતા નેતા તરફ આક્ષેપ કરવાનું યોગ્ય લાગ્યું છે અને કોંગ્રેસના પ્રમુખ જોગ પત્રિકા બ્હાર પાડી છે. એમ કરવામાં ધર્માચાર્યનો શું ઉદ્દેશ હશે, તે સમજવું કઠિન છે. શું કોંગ્રેસના માનનીય પ્રમુખ એક ધર્માચાર્યના ઉપહસનીય વિચારોને માન્ય કરે, એમ સંભવિત છે? જો કોંગ્રેસનો પ્રમુખ કોઇ મુસલમાન બંધુ હોત, તો તેવાને એવો ઉપદેશ આપવાની કે તેવા તેમના ઉપદેશને સાંભળવાની દરકાર પણ કરે તેમ છે? શું મુસલમાનો, જૈનીઓ, ઇસાઇઓ, આ ધર્માચાર્યની આજ્ઞાને કોડીની પણ ગણે તેવો સંભવ છે ખરો? શું મ૦ ગાંધીજીપર કોંગ્રેસના પ્રમુખ, એ હાઇકોર્ટના ન્યાયાધીશ છે કે તેમને અપીલ કરવાથી ગાંધીજીને તેમના વિચાર બદલ શિક્ષા કરી શકે? તેઓ પોતાના પત્રના આરંભમાં જણાવે છે કે:—

"કેટલાક કોંગ્રેસના નેતાઓ ચુસ્ત સુધારકો છે."

જમાનાના અંધકાર પછી આ શું જગદ્‌ગુરૂની એડીસન સમાન અપૂર્વ શોધ છે? અહો મહાભાગ્ય! આપ આમાં નવું શું કહો છો? જેઓ દેશના બનાવોથી વાકેફ રહે છે, તે સારી રીતે જાણે છે કે કોંગ્રેસના નેતાઓનો ચોક્કસ વર્ગ સુસ્ત સુધારકોનો છે. આગળ વધીને આ ધર્માચાર્ય જણાવે છે કે:—

"બીજા, અસ્પૃશ્યોનો સ્પર્શ કરવાથી અને તેમની સાથે ભળવાથી બ્રિટિશ ગુલામગીરી (thraldom) ની ધુંસરીમાંથી રાજકીય મુક્તિ મેળવી શકે એવા અભિપ્રાયના છે."

બ્રિટિશની ધુંસરીથી છુટવાને માટે અસ્પૃશ્યોનો સ્પર્શ કરવો, એવું હિંદની રાજકીય ઉન્નતિ કરનાર વર્ગે ક્યારે કહયું છે, તે ધર્માચાર્યશ્રી જણાવશે ખરા? અંત્યજોના સ્પર્શથી રાજકીય મુક્તિ મળે એવું માનનાર કોઇ મૂર્ખ હોવો જોઇએ અને એવી માન્યતા ધરાવનાર વર્ગ અસ્તિત્વમાં છે, એમ કહેવું એ કેવળ અજ્ઞાન છે. હા, એક વર્ગ એવો છે કે ન્યાય અને સ્વાતંત્ર્ય સર્વને માટે સમાન છે અને તેથીજ કોંગ્રેસ પોતાના દ્વાર સર્વને માટે ખુલ્લાં રાખે છે. ત્રાવણકોરમાં પૂર્વે હતુ તેમ, અંત્યજોને

નેવું કદમ રાજમાર્ગથી દૂર ચાલવાની ફરજ, કોઇ પણ રાજસત્તા પાડી શકે, એ જમાનો હવે વહી ગયો છે. વિશેષમાં આ ધર્માચાર્ય

"ઈચ્છે છે અને આજ્ઞા કરે છે કે (enjoins) કોંગ્રેસનું બંધારણ રાજકીય હોવાથી તેણે ધર્મના કે સામાજીક-ધાર્મિક પ્રશ્નોને હાથ ધરવા નહીં."

એ નવાઇની વાત છે કે આવી આજ્ઞા કરવાની જરૂર જણાઇ, કારણકે, રીપવાન વિંકલ જેવા શત્તાબ્દિની ઘોર નિદ્રામાંથી જાગ્રત થયેલા પણ જાણે છે કે કોંગ્રેસ ધર્મના વિષયમાં હાથ ઘાલતી નથી, અને તેથીજ કોઇપણ કોમના ધર્માચાર્યને એવું ફરમાન કાઢવાની અગત્ય જણાઇ નથી આટલું છતાં જાણે કોંગ્રેસમાં કામકાજ કરતો વર્ગ આવા કાર્યથી અજ્ઞાન હોય તેમ અને જાણે તેમનો આજ્ઞાધારી હોય તેમ, આજ્ઞા કરવાનું સાહસ કોઇ કરે તો તે કોંગ્રેસના બંધારણથી અને વસ્તુસ્થિતિથી કેવો અજ્ઞાન હોવો જોઇએ, તે કહેવાની આવશ્યકતા નથી.

(૨)

આગળ જતાં એ ધર્માચાર્ય રૂદન કરતાં જણાવે છે કે:—

સ્વ. દેશભકત દાદાભાઈ નવરોજજી, સર ફીરોજશાહ મહેતા અને માનનીય મી૦ ગોખલે અને લોકમાન્ય

તીલકના મરણ પછી મ૦ ગાંધીજી કોંગ્રેસના જીવનસર્વસ્વ કે પ્રાણ બન્યા છે એટલું જ નહિ, પણ હિંદુસ્તાનની એ રાજદ્વારી મહાન સંસ્થાના મુખ્ય સંચાલક બન્યા છે.

આમાં નવું શું છે? શું લોકોથી આ વાત અજ્ઞાત છે? જગદ્ગુરૂના ફરમાન વગર લોકો શું જાણી શકે એમ નથી? બધા જાણે છે કે મ૦ ગાંધી હિંદના સર્વસંમત નેતા છે. કદાચ કોઇ જગતના ગુરૂ કહેવરાવનારને ન ઓળખતું હોય, એ સંભવિત છે, પરંતુ, મ૦ ગાંધીના નામથી અત્યારે કોઇ હિંદમાં અજ્ઞાત નથી, અને તેઓ કોંગ્રેસના કર્તા કારવતા થઇ પડયા છે, તેથી નોકરશાહી સિવાય કોઇને અફસોસ કરવાનું કે વિલાપ કરવાનું કારણ નથી. આગળ જતાં મહાન ધર્માચાર્ય જણાવે છે કે :—

"મ૦ ગાંધીની સ્વરાજ્ય સંબંધી કલ્પના, દેશમાં કેળવાયલો વર્ગ અને કોંગ્રેસ પ્રયાસ કરે છે તેનાથી તદ્દન ભિન્ન છે."

શું આ યથાર્થ ઘટના છે? શું કોંગ્રેસની કલ્પના મ૦ ગાંધીની કલ્પનાથી તદ્દન ભિન્ન છે? જો એમ હોત તો શા માટે કોંગ્રેસે—કોંગ્રેસ ના બુધ્ધિમાન નેતાઓએ માત્ર બહુમતિથી નહિ પણ સર્વાનુમતિથી સ્વરાજ્યનો ઠરાવ પસાર

કર્યો? શું કોંગ્રેસમાં બુધ્ધિમાન માણસો ન હતા? શું કોંગ્રેસમાં બધાય જણ મૂર્ખ હતા? એમ માનવાને સામાન્ય માણસ પણ ખમચાશે, કારણ કે દેશના વિદ્વાન અને ધુરીણ નેતાઓને બુધ્ધિ વગરના લેખવાનું સાહસ તો કોઇ કૂળકુપ ભેજુંજ કરી શકે તેમ છે. કાં તો લોક અને નેતાઓ મૂર્ખ હોવા જોઇએ કે એવું કથન કથનાર. કાંતો 'કેળવાયલો વર્ગ' અને કોંગ્રેસ પ્રયાસ કરે છે તે અને મ૦ ગાંધીની કલ્પનામાં ફેર નથી કે આચાર્યશ્રીના કથનમાં કહ્ય- હડતું અસત્ય છે. અહા! આ કલિયુગમાં ધર્મનો પ્રચાર કરનારા, કેવું સત્ય વદે છે તેનો આ નમૂનો છે. વળી આશ્ચર્યની વાત એ છે કે આચાર્યશ્રીને મ૦ ગાંધીના સ્વરાજ્ય સંબંધી વિચારોને પોતાની ન્યાયની તુલાથી પરીક્ષા કરી કોંગ્રેસ સમક્ષ મૂકવાનો શ્રમ શા માટે લેવો પડયો હશે? શું કોંગ્રેસના સભ્યો મ૦ ગાંધી-જીના વિચારોથી અણવાકેફ છે? કોંગ્રેસે કંઇ 'ધન્કવાએરી કમિશન' નીમી કોઇનો અભિપ્રાય માગ્યો હતો? આગળ જતાં આચાર્યપીઠને શોભાવનાર પરમ વિદ્વાન વ્યકિત જણાવે છે કે:—

'મ૦ ગાંધીના વિચારો એવા તો વિલક્ષણ રીતે એકપક્ષીય અને અપક્વ છે કે હિંદના ભવિષ્યને આંકતી વખતે તને કેટલું માન આપવું અને તેમના નેતૃત્વને કેટલે અંશે અનુસરવું તે દેશે નિશ્ચિત કરવાનું છે.'

અહો, મહોભાગ્ય! દેશે તો સર્વાંનુમતે નિશ્ચય કર્યો છે અને દેશને આવી સલાહની અપેક્ષા નથી. મ૦ ગાંધીજીના પ્રયત્નો કેવા છે, તે પ્રજા ઉતમ રીતે પીછાને છે અને તેથીજ આ દેશના આબાળવૃદ્ધ, સર્વ, રાજકીય ક્ષેત્રમાં તેમના નેતૃત્વને માન્ય રાખે છે. સમર્થ વક્તાઓ, નિપૂણ પંડિતો, જાણીતા દેશભક્તો મી૦ પાલ, મી૦ દાસ, મી૦ આયર વિગેરેએ અને પ્રજાએ પણ તેથીજ તેમના ઠરાવને પુષ્ટિ આપી છે. જ્ઞાનરૂપી વૃક્ષની શુષ્ક ડાળપર બેસી ઘુવડની માફક મિથ્યા પ્રલાપ કરવો એ સમયને ઉચિત્ત નથી અને અંધકારમાં પડયાં રહેવું એ ઇષ્ટ નથી. આગળ જતાં પવિત્રમૂર્તિ ઘોષણા કરે છે કે તેમને મ૦ ગાંધીજીના રાજકીય વિચારો સાથે લેવા દેવા નથી. જો ખરેખર આમ હોય તો કોંગ્રેસના પ્રમુખ જોગ પત્રિકા બહાર પાડવાની શી આવસ્યકતા હતી? જો આપની માન્યતા કહો છો તેવા પ્રકારની હોય તો મ૦ ગાંધીજીના 'વિચાર એક પક્ષીય' છે અને 'કોંગ્રેસ જેને માટે પ્રયાસ કરે છે તેનાથી કેવળ ભિન્ન છે' એમ કહેવાનું તાત્પર્ય શું? એક મુખે એક કહેવું અને બીજા મુખે બીજી વાત કરવી, એ કોઇને માટે શોભાજનક નથી, તો પછી જગદ્ગુરૂ કહેવરાવનારને તો એ શોભાજનક નહિ, પણ

હાનીજનક છે, એ નિઃસંશય છે. જગત્ મિથ્યા માનનાર, માત્ર બ્રહ્મને જ સત્ય માનનારને આવી ઉપાધિમાં પડવાથી શ્રેય શું છે? આજ આટલે-થીજ વિરમી હવે પછી બીજા ભાગની અમે સમાલોચનામાં ઉતરીશું.

(૩)

ગયા અંકમાં ધર્માચાર્યના રાજદ્વારી વિચારો કેવા છે અને રાજદ્વારી ક્ષેત્રમાં લેવાદેવા કંઇ નથી એમ જણાવવા છતાં, રાજદ્વારી ક્ષેત્રના કંટકમય પ્રદેશમાં ધર્માચાર્ય વિહર્યા છે, તે જણાવી ગયા. આજે તેમનાં પત્રના કેટલાક બાકીના ભાગની સમીક્ષા આપણે કરીશું. શ્રી શંકરાચાર્ય જણાવે છે કે:—

મ૦ ગાંધી પોતાની પ્રવૃતિનું રાજકીય ક્ષેત્ર ત્યાગી, અસ્પૃશ્યત્વના અતિ નાજુક સવાલને હસ્તસ્પર્શ કરી ધર્મના ક્ષેત્રમાં માથું મારે છે અને તે—મ૦ ગાંધી માને છે કે હિંદુ ધર્મશાસ્ત્રોમાં અસ્પશ્યની કલ્પના પણ પાપમય છે.'

જો પ્રત્યેક મનુષ્યને ધર્મ શું, તે જાણવાની અને તેને અનુસરીને વર્તવાની ફરજ હોય, તો પછી મ૦ ગાંધીજીને ધર્મ શું, તે વિચારવાની અને જાણવાની અગત્ય શા માટે નથી? મ૦

ગાંધીજીને તેમના ધર્માચરણને લીધે, તેમની સત્યપ્રિયતાને લીધે, તેમનાં વિશુદ્ધ વર્તનને લીધે, લોકો મહાત્માના નામથી સંબોધે છે. જો તેમનામાં એવી શુધ્ધ ધર્મભાવના ન હોત તો લોકો તેમને મહાત્માના નામથી નહિ, પરંતુ, 'દેશનાયક,' 'દેશભક્ત,' 'લોકમાન્ય' આદિ વિશેષણોથી સંબોધન કરત. વળી ધર્મને માટે ભગવાન મનુએ આજ્ઞા કરી છે કેઃ—

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः

એ ધર્મના આચાર્યશ્રીને સ્મરણમાં નહિ હોય! નવાઇની વાત તો એ છે કે જેઓ ધર્મની રક્ષાને માટે તત્પર થયા છે, તે ધર્મ ક્ષેત્રને ત્યાગી રાજનીતિના વિવાદાત્મક ક્ષેત્રમાં વિચરી,

'મ૦ ગાંધીજીના રાજકીય વિચારો લોકમતથી તદન ભિન્ન છે.'

એમ કહેવાની ધૃષ્ટતા બતાવવા લાગ્યા છે. પૂર્વના ધર્માચાર્યો વેદના પઠનપાઠનમાં અને નિત્યકર્મમાં મચ્યા રહેતા હતા. તેઓ રાજનીતિના ગહન અને કુટિલ પ્રશ્નો સાથે સંબંધ રાખતા નહતા. પરંતુ, આધુનિક સમયમાં ધર્માચાર્યોએ પઠનપાઠનને તિલાંજલી આપેલી હોવાથી કોઇ વ્યક્તિના રાજકીય વિચારોની ખબર લેવાની તેમને ફુરસદ બહુ હોય એમ લાગે છે. આથીજ

કદાચ ધર્મબોધને બદલે મ૦ ગાંધીના રાજકીય વિચારો ખોટા હોવાનો બોધ કરવો કોઇને શ્રેયસ્કર ભાસતો હશે ! વિશેષમાં શ્રી શંકરાચાર્ય પોતાના ફરમાનમાં જણાવે છે કે:—

મ૦ ગાંધીએ ધાર્મિક સાચા હિંદુઓની નાડ પારખ્યા વિના જે વિદ્વાન ઋષિઓએ હિંદુ શાસ્ત્રો રચ્યા છે, તેમને પોતાના '**નવજીવન**'ના અંકમાં સેતાન તરીકે વર્ણવી પોતાના અભિપ્રાય બેધડક જાહેર કર્યો છે

હે મહાનુભાવ! આપે Devout ધાર્મિક અને real—સાચા એ બે વિશેષણોના લક્ષણ આપ્યાં હોત તો ઠીક પડત. શું લખાણનો આશય એમ તો નથીને કે જેઓ મ૦ ગાંધીજીના વિચારોને ગ્રાહ્ય લેખે છે, તે વાસ્તવિક હિંદુ નથી? વળી મ૦ ગાંધીજીએ એ વિચારો ધાર્મિક હિંદુઓના છે એવું કયે દિવસે કહ્યું છે? એ તો તેમના વ્યકિતગત વિચારો છે, એમ સ્પષ્ટ જણાવે છે. વળી આપશ્રી જણાવો છો તેમ સ્મૃતિકાર મહાન ઋષિઓને ગાંધીજીએ જીએ ક્યારે '**નવજીવન**'માં સેતાન કહી સંબોધ્યા છે? જો સ્મૃતિકારોને સેતાન કહ્યાનું આપ દર્શાવશો તો અમે મુકતકંઠે અમારી ભૂલ્ય હશે તો સ્વીકાર કરીશું, પણ અમે જાણીએ છીએ ત્યાં સુધી મ૦ ગાંધીજીએ ઋષિઓને, સ્મૃતિકારોને 'સેતાન' કહયા હોય એ સત્ય નથી. આપ જે

સ્મૃતિકારોને માટે લખો છો અને જેમને માટે લાગણી ધરાવો છો, તેમાંના પૂજ્ય મનુએ લખ્યું છે કે:—

सत्यं ब्रूयात्प्रियं ब्रूयात् न ब्रूयात् सत्यमप्रियम् ॥
प्रियं नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥

એ કદાચ આપને સ્મરણમાં નહિ હોય. નહિ તો,

'મ૦ ગાંધીજીએ હિંદુ ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા ખોઈ દીધી હોવાથી તેમણે અત્યાર સુધી કોઈપણ કાર્યમાં કે હિલચાલમાં વિજય મેળવ્યો નથી.'

એમ લખત નહિ, પણ આ શું સત્ય છે? જે ધર્મના આચાર્ય માત્ર નહિ પણ જગદ્‌ગુરૂ કહેવરાવે છે, તેણે સત્ય માટે વધારે તીવ્ર પક્ષપાત ધરાવવો આવશ્યક છે. જો સામાન્ય માણસને માટે સત્ય બોલવું એ પવિત્ર કર્તવ્ય છે, તો એક ધર્માચાર્યને માટે વધારે પવિત્ર અને આવશ્યક કર્તવ્ય છે. જો તેઓ સત્યની અવગણના કરશે તો સત્ય ભાવનાથી પુષ્ટ થતો તેજસ્વી નવયુવક વર્ગ, મિથ્યાવાદી ધર્માચાર્યોની અવગણના નહિ, પણ તિરસ્કાર કરશે તો તેમાં આશ્ચર્ય નથી. અમે આ ધર્માચાર્યને પુછીશું કે મ૦ ગાંધીએ કોઇપણ કાર્યમાં અત્યાર સુધી વિજય મેળવ્યો નથી, એ શું સત્ય છે? નાગપુરનો બનાવ એનું

સ્પષ્ટ ઉદાહરણ છે અને મ૦ ગાંધીજીના વિરોધીઓ નહિ, પણ કટ્ટર વિરોધીઓ તે મુકતકંઠે સ્વીકારે છે તો પછી ધર્મની પીઠપર આરૂઢ થઇ અસત્ય કહેવું એ કેટલું નિંદ્ય અને શરમ ભરેલું છે?

(૪)

શ્રી શારદાપીઠના જગદ્‌ગુરૂના મ૦ ગાંધીજીપરનાં કેટલાક આક્ષેપો સંબંધી અમે અગાઉ લખી ગયા છીએ. આજે તેમના કેટલાક બીજા આક્ષેપોની તપાસ આપણે કરીશું. શ્રી શારદા પીઠની ગાદીનો દાવો કરનાર, આ શંકરાચાર્ય અફસોસ કરે છે કે,

'મ૦ ગાંધીએ હિંદુસ્તાનમાં બાવીસ કરોડ હિંદુઓમાંથી સાત કરોડ જેટલી અંત્યજોની સંખ્યા જણાવી અતિશયોકિત કરી છે.'

અંત્યજોની સંખ્યામાં અતિશયોકિત ભાસતી હોય તેણે અને બીજાના આંકડા ખોટા છે, એમ કહેનારે પોતાના વાકયના સમર્થનમાં આંકડા આપવાની આવશ્યકતા હતી, પરંતુ વિદ્યાપીઠના ભૂષણે તેમ કરવાના અખાડા કર્યા છે, એ અફ્‌સોસજનક છે. જો અંત્યજોની સંખ્યા તેટલી નથી, તો કેટલી છે અને મ૦ ગાંધીજીએ કેટલી વધારી છે, તે સરકારી સેન્સસ—વસ્તીપત્રકમાંથી આપ જણાવવાની કૃપા કરશો ખરા? આટલેથીજ સંતોષ ન પકડતાં સત્યના તીવ્ર પક્ષપાતી ધર્માચાર્ય જણાવે છે કે:

There by he intends to engender hatred and ill-will amongst the Hindus.'

**'આથી તે હિંદુઓમાં તિરસ્કાર અને ઇર્ષા ઉત્પન્ન કરવા માંગે છે'**

દેશના કલ્યાણ માટે તનમનથી અહોરાત્ર શ્રમ વેઠી પ્રયત્ન કરનાર પુણ્યાત્માને માટે એમ કહેવું કે તે હિંદુઓમાં તિરસ્કાર ઉત્પન્ન કરવા ઇચ્છે છે, એ શું સત્ય છે? એક ધર્મની પીઠસ્થાનપર વિરાજનારને માટે, એક લોકમાન્ય વ્યકિતપર દોષારોપણ કરવું, એ શું શોભાજનક છે? એક સામાન્ય માણસે, કોઇપણ ધર્માચાર્યને, આવા મિથ્યા લાઇબલસ-અદનક્ષીભર્યાં વાકયો માટે કોર્ટમાં ધસડયા હોત, પરંતુ મ૦ ગાંધી તેવી વ્યકિત નથી, એ પરમસંતોષની વાત છે. જેઓ ધર્મના પીઠસ્થાન પ્રતિ આદરના ચક્ષુથી જુએ છે, તેઓ પણ આવા પ્રકારના મિથ્યા દોષારોપણથી ખિન્ન પામે છે, એટલુંજ નહિ, પણ હિંદુ ધર્મના આચાર્યો પ્રતિ શ્રધ્ધા સદાને માટે ત્યજી દે છે. ધર્માચાર્યો વેળાસર ચેતશે નહિ તો તેમનાં આવા આચરણ પીઠસ્થાને ભયંકર દશામાં લાવી મુકશે, અને તેનો દોષ 'ડીવાઉટ' કે 'રીયલ' હિંદુઓનો નહિ પણ તેમનોજ લેખાશે. જો કોઇ સરકારની પ્રીતિ સંપાદન કરવાને માટે એમ કહેવા નીકળે કે

મ૦ ગાંધી કોમ કોમ વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરે છે માટે તેમને છુટા ફરવા દેવા સલામત નથી તો એવા માણસના કહેવાને કેટલું વજન આપવું તે સરકાર સારી રીતે સમજે છે. એવો દેશદ્રોહ કરનાર કોઇ બ્રાહ્મણ કે બ્રાહ્મણેતર હજી સુધી બ્હાર પડયો નથી, પરંતુ એ તો સર્વજનને માલમ છે કેઃ—Fools rush in where angles fear to tread:–જ્યાં દેવદૂતો પગ દેવાને બ્હીએ છે ત્યાં મૂર્ખજનો ધસી જાય છે. શ્રીમત્ શંકરાચાર્ય ફરીથી પોતાના એ પત્રમાં પ્રથમ જણાવેલો વિચારપુનઃ દર્શાવતાં કહે છે કેઃ–

• 'જ્યાં સુધી અંત્યજો બાકીના હિંદુઓ સાથે ભળે નહિ ત્યાં સુધી હિંદુસ્તાન રાજકીય રીતે સ્વતંત્ર બનશે નહિ, એવું **મ૦ ગાંધીનુ** ધારવું વિલક્ષણ છે.'

અમે અગાઉ જણાવી ગયા છીએ અને ફરીથી જણાવીએ છીએ કે, કોઇ મૂર્ખમાં પણ મૂર્ખ માણસ એમ ધારી શકે નહિ કે અંત્યજોની સાથે ભળવાથી હિંદ રાજકીય સ્વાતંત્ર્ય મેળવી શકશે, જે ફળદ્રુપ ભેજામાંથી આવા વિચારો પ્રસૂત થયા હોય તેને કેવું લેખવું, તેનો વિચાર હિંદુ વાંચકો સ્વયમેવ કરી લેશે.

મહારાજશ્રી જણાવે છે કેઃ––

'**મનુસ્મૃતિમાં** જણાવેલી અંત્યજોની પેટાજ્ઞાતિઓ અને પેટાભાગનું હવે અંત્યજપણું બંધ થઈ ગયું છે, અને માત્ર ઢેડ, ભંગી, ચમારમાંજ રહ્યું છે.

આ ચમત્કાર શી રીતે બન્યો તે સમજ
મુશ્કેલ છે. જો આપોઆપ અંત્યજપણું ન
પામ્યું હોય, તો ભંગી, ઢેડ, અને ચમાર
અસ્પૃશ્યત્વ પણ નાશ પામવા દો. જો ર
ભગવાને તેઓનું અંત્યજત્વ સ્વીકાર્યું હતું ર
અધુના તે નાશ પામ્યું છે, તો ભગવાન મનુ
વચન મિથ્યા ઠર્યું છે, એમ સ્વીકાર કરો. જય
આપ હાલના અંત્યજોના અસ્પૃશ્યત્વને કા
રાખવા ઇચ્છો છો તો પછી પેટાજ્ઞાતિઓએ ગુ
વ્યું ત્યારે જાગ્રત કયમ ન થયા? જો વ
તેઓનું અંત્યજત્વ નષ્ટ થયાનું આપ સ્વીક
છો તો બીજાનું પણ નષ્ટ થઇ શકે છે, રે
સ્વીકારવું પડશે. કારણ કે શાસ્ત્રની આજ્ઞા
પેટા વિભાગને માટે હોઇ શકે, એ સંભવિત ન

કદાચ આપશ્રીને સ્મરણ નહિ હોય કે:

सर्वजातिषु चाण्डला सर्व जातिषु ब्राह्मणा।
ब्राह्मणेष्वपि चाण्डाला, चाण्डालेष्वपि ब्राह्मणा।

જો આપને મ૰ ગાંધીજી પાંચ લ
(આપની ગણનાનુસાર) અંત્યજો તરફ સહાનુ
દેખાડે તે માટે આશ્ચર્ય ઉત્પન્ન થતું હોય
શ્રી શંકરદિગ્વિજયના ૬ સર્ગના ૩૬
શ્લોકનું અમે સ્મરણ આપીશું. ભારતનું
ઉજ્વલ કરનાર, પરમપૂજ્ય આદ્ય શંકરાચ

જેમનો યશગૌરવ ભાસ્કરસમાન હજી તપે છે, અને જેમના પીઠ સ્થાનપર આપ વિરાજી શંકરાચાર્ય કહેવાઓ છો, તેઓ શ્રી શું કહે છે.

भाति यस्यतु जगद्दृढ बुध्धेः सर्वमप्यनिर्ईमात्मतयैह॥
सद्विजोऽस्तु भवतुच पचोवा वंदनीय ईतिमे दृढनिष्टाः

અર્થ:—એટલા માટે જે દૃઢ બુધ્ધિવાળા પુરૂષને સઘળું જગત્ નિરંતર આત્મરૂપે દેખાય છે તે ગમે તો બ્રાહ્મણ હો, અથવા ગમે તો ચાંડાલ હો, પરંતુ નમસ્કાર કરવા યોગ્ય છે, એવી મારી દૃઢ નિષ્ટા છે.

'એટલુંજ નહિ, પણ ઉપરના એટલે ૩૪ મા શ્લોકમાં 'આ ચાંડાલ છે, એવી બુધ્ધિનો હું ત્યાગ કરૂં છું'' એમ પૂજ્યપાદ શ્રી આચાર્યે કહ્યું છે. જૂઓ :—

अंत्यजोयमिति संप्रतिबुद्धिं संत्यजामिवचसात्म विदस्ते ॥

જેઓ એવા સમર્થ આચાર્યશ્રીના પીઠસ્થાને વિરાજે છે અને તેમના નામે અધિકાર ભોગવે છે, તેમણે આદ્યાચાર્યશ્રીના વચન મિથ્યા ન ઠરે અને તેમણે જે સમભાવ રાખ્યો હતો તેવો સમભાવ રાખવાની સાવધતા રાખવી જોઇએ છે. પરંતુ, અફસોસની વાત છે કે હાલના ધર્માચાર્યો પોતાના આ આચાર્યના વચન પર પાણી ફેરવવા તત્પર થયા છે અને એ હિંદુ ધર્મની હાનીનો પ્રસ્તાવ નહિ તો બીજું શું સૂચવે છે ?

(૫)

હિંદમાં અત્યારના સમયના અસંતોષ સંબંધી લખતાં શ્રીમાન્ શંકરાચાર્ય પોતાનો અભિપ્રાય જણાવતાં લખે છે કે :—

"Again His Holiness is of deliberate opinion that **India is being ground down not under the English heel** but under that of modern civilization.

અર્થાત કે "શ્રીમન્ એવા નિશ્ચિત અભિપ્રાયના છે કે હિંદ અંગ્રેજની **એડી** નીચે **નહિ** પણ અર્વાચીન સંસ્કૃતિ-સુધારણા નીચે છુંદાઇ રહ્યો છે."

અહો મહાનુભાવ ! આપનો અભિપ્રાય હિંદના મહાન નેતાઓ, સ્વ૦ સર ફિરોજશાહ મહેતા, સ્વ૦ દાદાભાઇ નવરોજજી, સ્વ૦ માનનીય મી૦ ગોખલે, જેના મરણને માટે અફસોસ કરો છો, તેમના દર્શાવેલા રાજકીય વિચારોથી કેવા ભિન્ન છે તે હિંદનો દરેક વર્ગ સારી રીતે જાણે છે. છતાં આપશ્રી એ ન જાણતા હો તો સ્વ૦ દેશભકત દાદાભાઇ નવરોજજીનું 'Poverty and Un-British Rule in India' વાંચવાની આપશ્રીને વિનતી કરવી નકામી નથી. એ પુસ્તકમાં સ્વ૦ દેશભકત દાદાભાઇએ બ્રિટિશ પધ્ધતિથી હિંદનું દારિદ્ર કેવી રીતે વધ્યું છે, તે સારી રીતે જણાવ્યું છે.

સ્વ૦ ભારતસુહૃદ ડિગ્બી જેવા અંગ્રેજે પણ તે આંકડા આપી સાબીત કર્યું છે; છતાં, આપ તેથી વિરૂદ્ધ વિચાર દર્શાવો છો એ પરમ આશ્ચર્ય છે. જો આપ કહો છો તેમ હોય તો પછી કોંગ્રેસે કંઇપણ પ્રયાસ કરવાની જરૂર રહેતી નથી. રાજકીય નેતાઓએ બ્રિટિશ અમલનાં સ્તુતિગાનો ગાવાં જોઇએ અને ડાયર ઓડવાયરના કૃત્યો માટે આભાર માનવો જોઇએ, કાંતો આપનો અભિપ્રાય તદન ખોટો છે કે કાંતો કોંગ્રેસનો કે હિંદની પ્રજાનો. હિંદુ ભાઇઓ! આપ જાતેજ શ્રીમનના દિવ્ય વિચારની પરીક્ષા કરી લેજો અને તેવાઓ તમારા કલ્યાણ માટે કેટલી કાળજી ધરાવે છે તેની પણ એપરથી કલ્પના કરી લેજો. ડાયર જેવાનાં કૃત્યોને માત્ર કેટલાક અવિચારી અંગ્રેજોએજ ટેકો આપ્યો છે. હિંદના પ્રજામતથી વિરૂધ્ધ જઇ એવાની હરોળમાં બેસવા કોઇ ધર્માચાર્યને મન થાય એ ખરેખર આશ્ચર્ય અને ખેદજનક છે. આગળ જતાં શ્રીમન્ આચાર્ય દેશી માલ વાપરવાની ભલામણ કરે છે અને તેમ કરતાં દેશી સીગાર્સ-બીડીઓ વાપરવાની આજ્ઞા આપે છે. કોઇપણ આચાર્ય બીડી પીવાની ભલામણ કરતા નથી, પછી તે આચાર્ય હિંદુ, જૈન કે ઇતર જાતિના હો. દેશી બીડી પ્રતિ આવો આચાર્યનુરાગ

નવાઇનો લાગે છે અને ધૂમ્રપાનનો છૂટથી ઉપયોગ કરનાર વર્ગે આચાર્યશ્રીની આવી છૂટ માટે માનપત્ર આપવા કંઇ પ્રબંધ કરવો ઘટે છે; કારણકે ચાલુ જમાનામાં જ્યાં બીડીઓ વગોવાય, છે ત્યાં તેમના સંરક્ષણ માટે તત્પર થઇ આચાર્યશ્રીએ બીડીના ઉપાસકોપર ભારે આભાર કર્યો છે, એમ અવશ્ય લેખવું પડશે. પોતાના એ પત્રમાં આગળ જતાં શ્રી શંકરાચાર્ય જણાવે છે કે:--

'હિંદે જ્ઞાતિની વ્યવસ્થાને લીધે પોતાની વંશપરંપરાનુગત રૂઢિ જાળવી રાખી છે અને તેથી હિંદ આજે દુનિયાની સપાટીપર સહુથી પ્રાચીન અને સહુથી વધારે સુસંસ્કૃત ગણાય છે.'

જે વ્યકિત આચાર્યના પીઠ સ્થાનને શોભાવે છે, તેણે પોતાના જ્ઞાનનો સારો પરિચય આપવો ઘટે છે. હિંદ પોતાની જ્ઞાતિવ્યવસ્થાને લીધે સુસંસ્કૃત ગણાય છે, એમ માનવાને આધાર શો છે? વળી પૂર્વે જ્ઞાતિવ્યવસ્થા જેવું હતું જ ક્યારે? પૂર્વે જ્ઞાતિવ્યવસ્થા ન હતી, પરંતુ વર્ણવ્યવસ્થા હતી અને તે જ્ઞાતિવ્યવસ્થા કરતાં ભિન્ન પ્રકારની હતી. ગીતામાં ભગવાને કહ્યું છે કે:

**चातुर्वर्ण्यं मया सृष्टं गुण कर्म विभागशः**

વળી

**ऐक वर्णमिदं सर्वं पूर्वमासिद्युधिष्ठिर !॥**
**क्रियाकर्मविभागेन चातुर्वर्ण्यं व्यवस्थितम् ॥**

વળી મહાભારતના શાંતિ પર્વના ૧૮૮ માં અધ્યાયમાં ભૃગુ ઋષિ ભારદ્વાજને કહે છે કે:—

नविशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।
ब्रह्मणा पूर्वं सृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥

અર્થાત કે:—બ્રહ્માએ સૃજેલું આ સર્વ જગત્ પૂર્વે બ્રાહ્મણ જાતિવાળું હતું, કંઇ વર્ણ ભેદ ન હતો; પણ પછી કર્મે કરી વર્ણત્વને પામ્યું.

ઉત્તમપણું જાતિથી નહિ પણ વિશિષ્ટ ગુણથીજ પ્રાપ્ત થાય છે. જુઓ શુક્રનીતિ ૪ થું પ્રકરણ.

विश्वामित्रौ वसिष्टश्च मतंगो नारदादयः
तपोविशेषैः संप्राप्ता उत्तमत्वं न जातितः

વિશ્વામિત્ર, વસિષ્ટ, મતંગ તથા નારદાદી ઋષિયો: તપોવિશેષે કરી ઉત્તમપણાને પામ્યા, જાતિથી નહિ.

વર્ણવ્યવસ્થા અત્યારની જ્ઞાતિ જેવી શૃંખલા રૂપ ન હતી. આંતરલગ્નની છૂટ હતી. આ વાતનો સ્વીકાર આચાર્યશ્રીને કરવો પડશે. મહાભારતમાંથી એના ઘણાં ઉદાહરણો આપી શકાશે. ભૃગુઋષિના પુત્ર ચ્યવન શર્યાતિ રાજાની કન્યા સુકન્યા સાથે પરણ્યા હતા. જમદગ્નિ પ્રસન્નજીત રાજાની કન્યા રેણુકા સાથે પરણ્યા હતા અને તેમના પુત્ર પરશુરામની ખ્યાતિ

સંબંધે કહેવાની જરૂર નથી. રામાયણમાં પણ જોઇએ તો જણાય છે કે દશરથ રાજાએ પોતાની કન્યા શાન્તાને વિભાન્ડક ઋષિના પુત્ર ઋષ્યશ્રંગ સાથે પરણાવી હતી. આ પ્રમાણે વર્ણાન્તર લગ્નો થતા હતા. આ પૃથા શું શારદાપીઠના આચાર્યને અનુમોદિત છે ? જો તેમને મતે આવા પ્રકારની વ્યવસ્થામાં વાંધો ન હોય તો તેમણે મુકતકંઠે સ્વીકાર કરવો, પણ એમ બનવું શકય નથી. આચાર્યશ્રી Caste શબ્દના પ્રયોગથી હાલની જ્ઞાતિવ્યવસ્થાને પુષ્ટિ આપવા ઇચ્છતા હોય તો તેને માટે શાસ્ત્રમાં પણ પ્રમાણ નથી. જ્ઞાતિ બંધને હિંદનું એટલું અનિષ્ટ કર્યું છે કે તે પુરાતન કિલ્લાને જાળવવાની નહિ પણ જમીનદોસ્ત કરવાની, અને જ્ઞાતિરૂપી 'બેસ્ટાઇલ' ને તોડી નાશ કરવાની અગત્ય છે. જ્ઞાતિબંધન શિથિલ થતું જાય છે અને જોતજોતામાં તે કાળના પ્રવાહમાં ઘસડાઇ જવાના ચિન્હ સ્પષ્ટ જણાય છે, તેને માટે રૂદન કરવું વૃથા છે.

( ૬ )

ધર્માચાર્યના જ્ઞાતિ સંબંધી વિચારો કેવા છે તથા અસ્પૃશ્યત્વની બાબતમાં પણ પરમ પુજય આદ્યાચાર્ય શ્રી શંકરાચાર્યના વિચાર કેવા છે, તે પણ જણાવી ગયા છીએ. આજે તેમના

પત્રના બાકીના ભાગની સમાલોચના કરીશું. શ્રીમન્ આચાર્ય માદક પદાર્થોના નિષેધની આજ્ઞા ફરમાવે છે. આ આજ્ઞા વાસ્તવિક છે અને ધર્મ સાથે તેને સંબંધ પણ છે. બાદમાં મહારાજ શ્રી સરકારી શાળામાંથી અને સરકારની ગ્રાન્ટ–મદદ લેનાર શાળામાંથી છોકરાને ઉઠાડી લેવાથી દેશને નુકશાન છે, એમ જણાવે છે. વિદ્યાર્થીઓને સરકારી કે સરકારની મદદની અપેક્ષા રાખનાર શાળા કે કાલેજમાંથી ઉઠાડી લેવાની બાબતમાં આપનો અભિપ્રાય પ્રમાણભૂત માની શકાય તેમ નથી; કારણકે, એ ધર્મનો વિષય નથી. જે શાળામાં આપણું રાષ્ટ્રીયત્વ નાશ પામે છે, આપણને આપણી પૂર્વની સંસ્કૃતિથી અજ્ઞાન રખાય છે, આપણી પ્રજાકીય ભાવનાઓ પોષાતી નથી અને તેને વિઘાતક સંસ્કારો મળે છે તેવું શિક્ષણ મેળવવાથી લાભ શો? શાળામાંથી કે કાલેજમાંથી વિદ્યાર્થીઓને ઉઠાડી લેવાથી હાની છે, એવું શ્રીમન્ શંકરાચાર્યને કહેતા જોઇ ઘણા વિસ્મય થશે; કારણકે આચાર્યના પીઠ સ્થાનપર વિરાજનાર, પોતાના પત્રમાં ઉપર શું લખે છે તે ભૂલી જાય છે. એક સામાન્ય માણસ વદતો વ્યાઘાતનો દોષ કરે તો, તે ક્ષંતવ્ય છે, પરંતુ આચાર્યની પદ્દી ધરાવનારને દૂષણરૂપ છે. અહો

મહાનુભાવ, આપ આપના પત્રના ઉપલા ભાગમાં તો કહો છો કે:—

"હિંદ અંગ્રેજ રાજસત્તાની એડી તળે નહીં પણ **અર્વાચીન સુધારણા નીચે છુંદાઇ રહ્યો છે.'**

ભગવન! હાલની શાળામાં જે કેળવણી અપાય છે તે પાશ્ચાત્ય સંસ્કૃતિનું ઝાંખુ અનુકરણ છે કે બીજું કંઇ? ઝાંખું અનુકરણ નહિ પણ પાશ્ચાત્ય કેળવણી, પાશ્ચાત્ય દેશની પૃથાનુસાર અપાય છે.' જો હિંદ આપ કહો છો તે પ્રમાણે 'પાશ્ચાત્ય સંસ્કૃતિની એડી નીચે છુંદાઇ જતો હોય' તો આપનું કર્તવ્ય છે કે તેવી કેળવણીને માટે આગ્રહ કે મમતા ધરાવવી નહિ. પરંતુ આપ આપના પત્રના ઉપલા ભાગમાં અર્વાચીન કેળવણી–પાશ્ચાત્ય કેળવણીને નિંદો છો અને નીચે એજ પત્રમાં એવી કેળવણી આપતી શાળા કે કોલેજમાંથી વિદ્યાર્થીઓને ઉઠાડી લેવાથી દેશને હાની છે એમ કહો છો, એ શું પરસ્પર વિરોધ આપને લાગતો નથી? અને આવું લખાણ, કે જે માણસની સ્થિતિ ગોળીના ચડવા જેવી કરી મૂકે તે કોઇ પણ આચાર્યને માટે શું ભૂષણાસ્પદ છે? પત્રના અંતમાં શ્રી આચાર્ય જણાવે છે કે:—

'એક વા બીજી પીઠના શંકરાચાર્યના વેષમાં સંખ્યા બંધ પુરૂષો હાલમાં દેશમાં ફરે છે. તે બીના પ્રત્યે તમારૂં

ધ્યાન ખેંચવાની આચાર્યશ્રીએ મને સૂચના કરી છે. પણ એવા કહેવાતા શંકરાચાર્ય જેમને હિંદુ ધર્મના મૂળ ભૂત સિંધ્ધાંતોને માટે સહેજસાજ જેવી લાગણી છે અને જેઓ ધર્મના ક્ષેત્રમાં તેમની ધારણ કરેલી પદવીની જોખમદારીથી અજ્ઞાન છે તેવા શંકરાચાર્યોની ઢાલના સંરક્ષણનો આશ્રય રાષ્ટ્રીય નેતાઓ લે છે એ પરમ ઉંડા ખેદનો વિષય છે.'

અહીં કેટલાક પ્રશ્નો ઉભા થાય છે? પ્રથમ તો એ કે દેશમાં કેટલાક લેભાગુ શંકરાચાર્ય ઉભા થયા છે અને રાષ્ટ્રીય નેતાઓ તેમને માને છે. વારૂ, આથી શું કોંગ્રેસના પ્રમુખ એવા નેતાઓને કોંગ્રેસની બ્હાર કાઢી મૂકશે? શું એવા શંકરાચાર્યને માનનારને તેઓ તેમ ન કરવાથી ફરજ પાડી શકશે? શું તેમની પાસે એવી ફરજ પાડવાની સત્તા છે? જો એમ નથી તો પ્રમુખનું ધ્યાંન આ બાબતપર ખેંચવાની જરૂર શી છે? બીજું શંકરાચાર્યની સંખ્યા સંબંધી પણ વાંધો છે. આપ 'સંખ્યાબંધ' કહો છો એટલે કેટલા? શંકરાચાર્યના 'વેષમાં' અને 'કહેવાતા શંકરાચાર્ય' એટલે શું? આપ પણ એવા નથી એનો આધાર શો? જ્યારે કહેવાતા કે લેભાગુ શંકરાચાર્યને માટે કોંગ્રેસના પ્રમુખનું ધ્યાન ખેંચવાનો આપે શ્રમ લીધો તો ખરા શંકરાચાર્યના લક્ષણો પ્રમાણ અને સાબીતી

આપશ્રીએ જણાવી હોત તો ઉપકાર થાત. અને ખરા ખોટાની પરીક્ષા કરવાનું કાર્ય ઘણાને સુલભ થઇ જાત! આપશ્રી શારદાપીઠના બીજા શંકરાચાર્યને માટે તો લખતા નથી ને? વાંચનારા જોઇ શકશે કે 'કહેવાતા' અને 'શંકરાચાર્યના વેષમાં ફરનારા' કહેવાની મતલબ શી હોવી જોઇએ. એ અતિ ખેદનો વિષય છે કે ધર્માચાર્યો આવા પત્રો લખી કેવળ હિંદુ સમાજમાં નહિ હિંદુ સમાજની બહાર પણ આવી ગોલા લડાઇથી અને એકમેકપર આક્ષેપથી હિંદુ ધર્મને નીચું જોવરાવે છે એક વેપારી પોતાના માલને શ્રેષ્ટ અને કે ઉતમ દર્શાવવા બીજા માલને ઉતારી પાડવા પ્રયત્ન કરે, તેવા પ્રયત્નો ધર્મના આચાર્યોને શોભાજનક નથી. ખરું કહ્યું છે કે स्वार्थांधो नैव पश्यति અમે તેમની પોતાની શોભાને માટે, હિંદુ સમાજના ગૌરવને માટે, આચાર્યની પીઠ પ્રત્યે અવશિષ્ટ રહેલા હિંદુઓના માનને માટે, પોતાના સાધુત્વને માટે, આવા પ્રયત્નોથી દૂર રહે એમ ઇચ્છીએ છીએ. અમે વિરોધ માટે આ લખતા નથી, પરંતુ તેમના તરફ આદરભાવથી પ્રેરાઇને લખીએ છીએ અને જણાવીએ છીએ કે આવી ક્ષુલ્લક વૃતિ દર્શાવનારા પ્રયત્નો તેમને પોતાને અને હિંદુ સમાજને હાનીજનક છે.

ગુલામગીરી ખરાબ છે

પણ

બુદ્ધિની ગુલામગીરી તો બધી જાતની
ગુલામગીરી કરતા ખરાબ છે.

માટે

મુક્ત થવું હોય તો

મંગાવો

# બ્રાહ્મણોનો વિદ્રોહ.

છપાય છે.

---

મળવાનું ઠેકાણું:

"હિંદુસ્થાન"

૧૨-૧૬, બૅન્ક સ્ટ્રીટ, મુંબઇ.